સાહિત્ય પુસ્તક-૧૬

# રત્નગઢનો બાળકુમાર

મૂલ્ય દોઢ આનો

પ્રથમાવૃત્તિ—સને ૧૯૧૬
દ્વિતીયાવૃત્તિ-સને ૧૯૨૩
તૃતીયાવૃત્તિ—સને ૧૯૩૦
કુલ નકલ-૩૪૦૦



પ્રકાશકો:—વીરબલ હરિસુખરામ મહેતા
અને
દયાશંકર ભાઈશંકર શુકલ
બાલસાહિત્ય પ્રકાશ મંદિર, બાલાજીરોડ—સુરત.

સુરત—ચૌટાના પૂલ ઉપર આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં,
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું.

બાલસાહિત્ય પુસ્તક—૬ઠ્ઠું.

આ પુસ્તક ના. સરકારના, વડોદરા રાજ્યના, ભાવનગર રાજ્યના અને જૂનાગઢ રાજ્યના કેળવણી ખાતા તરફથી ઇનામ તરીકે આપવાને મંજુર થયું છે.

# રત્નગઢનો બાળકુમાર

લેખક

બેન ર++

કાઠિયાવાડ.

પ્રકાશક

બાલસાહિત્ય પ્રકાશ મંદિર,

બાલાજીરોડ—સુરત.

તૃતીયાવૃત્તિ

સંવત ૧૯૮૭ ઈ. સ. ૧૯૩૦

મૂલ્ય આનો દોઢ

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.



" રત્નગઢનો બાળકુમાર " આ બાલવાર્તાવલિનો છઠ્ઠો અંક છે. એનાં લેખક જાણીતાં બેન ર + + છે. આ વાર્તા લખીને તેમણે બાલવાર્તાવલિ ઉપર મોટો ઉપકાર કર્યો છે. તેવીજ રીતે વિદ્વાનો ને વિદુષીઓ વાર્તાઓ લખીને ઉપકૃત કરતાં રહેશે એવી આશા રાખીએ છીએ.

વડોદરા
તા. ૮-૭-૧૯૧૯ } વી. હ. મહેતા.



## ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

સાત વર્ષે આ નાનકડા પુસ્તકની બીજી આવૃત્તિ કાઢવાનો વખત આવ્યો અને બીજાં સાત વર્ષે ત્રીજી આવૃત્તિ કાઢવી પડી એથી આનંદ થાય એ સ્વાભાવિક છે.

બાલસાહિત્ય પ્રકાશ મંદિરનાં પુસ્તકોની આમ આવૃત્તિઓ નીકળે છે એ જોતાં બાલસાહિત્યમાં ગુર્જર પ્રજા રસ લેતી થઇ છે એમ સમજાય છે. દિન પરદિન બાલસાહિત્યનાં પુસ્તકો ને માસિકો પ્રકટ થાય છે એ પણ એની સાક્ષી પુરે છે.

ભાવી પ્રજા માટે લોકો વિચારતા થયા છે એ દેશનું સુભાગ્ય સુચવે છે.

સુરત
તા. ૨૮-૧૦-૩૦ } વ્યવસ્થાપક

# રત્નગઢનો બાળકુમાર



## (૧) પિતાપુત્રનો મેળાપ

સવારના નવેકનો સમય હતો. ઉંચી નીચી ટેકરીઓથી સ્વાભાવિક રક્ષણ પામેલા રજપુતસ્થાન માંહેનો એક મજબુત કિલ્લો કે જે અરવલ્લી પર્વતની તળેટીમાંજ આવી રહેલો હતો, તેના વિશાળ હોલની બારીમાંથી એક પ્રૌઢા–રજપુત સ્ત્રી આતુરતાથી બારી બહાર નજર ફેરવતી હતી. થોડીજ વારમાં દાદરની પગથી પર મજબુત અવાજ સંભળાયો અને એક સાત આઠ વર્ષનો બાળક હાથમાં તીરકામઠું લઈને દાખલ થયો, અને દોડતોજ તે પ્રૌઢા પાસે ગયો. તેની વિશાળ કાળી આંખોમાં બાળભાવને છાજતી સ્વાભાવિક મસ્તિ અને તેજ રમી રહ્યું હતું, અને તેનાં ઝુલફાંવાળા કાળા વાળ કપોલ પ્રદેશ પર આવી પડયા હતા. ખુલ્લી હવા અને કસરતથી તેના ગાલોએ વધારે ગુલાબી રંગ ધારણ કર્યો હતો. બાળક દ્વારમાં દાખલ થતાંજ બોલી ઉઠયો "ઠકરાણી! મેં શિકાર કર્યો!" વૃદ્ધા અજબ થતી બોલી 'તમે! પોતેજ! મારા બાળકુમાર!' "હાહા! મેં પોતેજ! જુઓને પહેલાં તો હરણ ખૂબ દોડયું. પણ હું તેની પાછળ ઝડપથી દોડયો ને પછી તીર માર્યું. ખરૂં જસુભા!" "બાવિશેક વયનો તરૂણ દ્વારમાં દાખલ થતો હતો, તેના તરફ ફરતાં બાળક બોલ્યો. બન્નેએ કહ્યું "વીરનો બાળક વીરજ નીવડશે."

થોડી જ વારમાં કિલ્લાની નીચે ઘોડાઓની ખરીઓ સંભળાવા લાગી. બધાં નિયમિત ઉભાં રહ્યાં. બાળકુમાર પણ શાંત ઉભો રહ્યો, છતાં તેના ચહેરા પર ખુશાલી પ્રત્યક્ષ જણાતી હતી. થોડી જ મિનિટમાં એક મહાન્ પુરૂષ કેટલાક સાથીઓ સાથે હોલમાં દાખલ થયો. બાળક તીરવેગે દોડી તેને પગમાં પડયો, અને તે મહાન્ પુરૂષે ચુંબનથી વધાવી તેને હાથમાં ઉંચકી લીધો.

કેટલીક અગત્યની વાતો થઇ રહ્યા પછી હોલમાં મહાન્ પુરૂષ કે જે બાળકનો પિતા હતો તે, તથા બાળક કે જેનું નામ પ્રતાપ હતું તે, તેની વૃદ્ધ ધાત્રી અને તે ધાત્રીનો પુત્ર જસુભા એટલાં જ રહ્યાં. કુમારે વાત શરૂ કરી "મેં આજે શિકાર કર્યો, અને મને જંગલમાં બહુ ગમે છે, અને તીર ફર ફર ફેંકતાં આવડે છે, અને ઘોડેસ્વારી પણ આવડે છે." બાળકુમાર પિતાના કમરપટા સાથે રમતાં રમતાં આતુરતાથી વાતો કરતો હતો. અને તેનો પિતા આનંદથી તેની વાતો સાંભળતો હતો. છેલ્લે તેના પિતાએ કહ્યું "એ બધી વાતો કહી પણ તારા અભ્યાસની થોડીક વાતો મને નહિ કહે ? કહે જોઉં અભ્યાસ કેમ ચાલે છે ?" બાળકનો અવાજ જરા ધીમો થયો. તેણે કહ્યું "મને અભ્યાસમાં બહુ મહેનત પડે છે. લાંબા શબ્દો વાંચવા ગમતા નથી." પિતાએ કહ્યું પણ તારે શીખવાની કોશિશ કરવી જ જોઈએ. દિલ્હીના બાદશાહના શાહજાદાઓ અભ્યાસ કરે છે, એટલું જ નહિ પણ તેના અમીરજાદાઓ પણ અભ્યાસ કરે છે." બાળકની મુખમુદ્રાપર સ્પષ્ટ તિરસ્કાર જણાયો. તે બોલ્યો "દિલ્હીના બાદશાહ અને

મુસલમાનોને હું ધિક્કારૂં છું." "કારણ ?" પિતાએ ગંભીરતાથી પૂછ્યું. બાળકે જવાબ દીધો "તેણે બહાદુર વીર પૃથ્વીરાજને ઝેરથી ભરેલો પોષાક પહેરાવીને મારી નાખ્યો–દગાથી મારી નાખ્યો–માટે. તેના મરણ વિષેનું ઠકરાણી ગીત ગાય છે, તે મેં સાંભળ્યું છે." તેણે ગર્વપૂર્વક ઠકરાણી સામે જોયું. પિતાએ કહ્યું "બેટા! બધા મુસલમાનો એવા દગલબાજ હોય નહિ. તારે એવો ધિક્કાર કદી રાખવો જોઈએ નહિ. આપણી પ્રજાનો કેટલોક ભાગ મુસલમાનોનો છે. જો તારામાં મુસલમાનો પ્રત્યે એવી ધિક્કારની લાગણી રહી જાય તો ભવિષ્યમાં–તારી રાજ્ય-કારકિર્દી દરમિયાન તેમને અન્યાય થવાનો સંભવ રહે. ઉપરાંત મારી તો એજ શિખામણ છે કે તારે બધાં તરફ ક્ષમાવાન થવું જોઈએ. બેટા! તું એક આર્યકુમાર છે, અને **સાચા આર્યની ફરજ છે કે દુશ્મનો તરફ પણ ક્ષમા રાખવી.**"

બાળકે કહ્યું "હા! પણ મારાથી ક્ષમા રાખી શકાતી નથી! એવા એવા શૂરા રજપુતવીરોને દગાથી મારી નાખે, તેના તરપ્ ગુસ્સો ન આવે ?" પિતાએ કહ્યું "**ગુસ્સો આવે છતાં પણ ક્ષમા રાખવી, એ આર્યનું ભૂષણ છે.** માટે તારે હમેશાં ક્ષમાવાન થવાની કોશિશ કરવી જાઇએ." બીજીજ સવારે પિતા પુત્ર જુદા પડયા અને પંદર દિવસ પછી પાછાં ફરવાનો પિતાએ વાયદો કર્યો.

આ બાળકુમાર રત્નગઢના ઠાકોર સમરસિંહનો એકનો એક પુત્ર હતો. રાજકીય ચાલતા કાવાદાવાને લીધે તેને વખતો વખત કિલ્લા બહાર ઘણો વખત ગાળવો પડતો. કુમારનું નામ પ્રતાપસિંહ હતું. પ્રતાપની માતા સોનબા માત્ર બાર

માસના બાળક પ્રતાપને મૂકી, પોતાની અઢાર વર્ષની યુવાન વયે સ્વર્ગવાસી થઈ હતી. ઠાકોર સમરસિંહે રાણી તરફના અતુલ સ્નેહને લીધે તેના મરણ પછી બીજાં લગ્ન કર્યાંજ નહિ. તે પોતાના બાળકુમારને અતિ પ્યારથી ચાહતો, અને એક કુલીન કુટુંબની વિશ્વાસુ વૃદ્ધ બાઇ, કે જે ઠકરાણીના ઉપનામથી ઓળખાતી હતી તેની સંભાળમાં મૂકયો હતો.

---

## ( ૨ ) કુમારનો રાજ્યાભિષેક

પિતાપુત્ર જુદા પડયા પછી લગભગ એક પખવાડીએ અચાનક કિલ્લાની ગેટ પાસે ઘોડાઓનો ખોંખાર સંભળાયો. રમતો કુમાર પ્રતાપ ઠકરાણી પાસે દોડી ગયો ને બોલ્યો "ઉઠો ! ઉઠો ! જુઓ ઠકરાણી ! મારા પિતા પધાર્યા. દ્વાર ખોલાવો." ઠકરાણીએ પોતાના પુત્ર જસુભાને સંબોધીને કહ્યું "જસુભા ! અચાનક મહારાજા પધાર્યા એ શું ! તપાસ કરો !" જસુભા નીચે ચાલ્યો, અને બાળક કુમાર તેની પાછળ દોડયો; પણ ઠકરાણીએ કહ્યું "કુમાર અહીંજ અટકો ! તપાસ કરવા દ્યો." આજ્ઞાપાલક બાળક અટકયો, પણ પિતાને મળવાની અધિરાઇ તેની દરેક હિલચાલમાં દેખાઇ આવતી હતી.

થોડા વખતમાં જસુભા પાછો ફર્યો. તે માત્ર એટલું જ બોલ્યો "સરદાર રણજીતસિંહ તથા અભયસિંહ પધારે છે." તેની પાછળ તરત જ બે સરદારો હોલમાં દાખલ થયા. રણજીતસિંહ આવીને તરતજ કુમાર પાસે ઘુંટણીએ પડયો ને બોલ્યો–"પ્રતાપસિંહજી ! રત્નગઢના બાલ મહારાજા ! અમે તમારા વફાદાર સરદાર છીએ, અને તમારૂં રક્ષણ કરવાની પ્રતિજ્ઞા કરીએ છીએ." તેની આંખોમાં વીરતાને ઠેકાણે આંસુઓ

ઉભરાતાં હતાં. છેવટે થોડીક ચુપકી પછી અભયસિંહે કહ્યું "મારા બાલ મહારાજા! આ કિલ્લા કરતાં મારો કિલ્લો વધારે મજબુત છે, માટે હવે આપનું રહેઠાણ ત્યાં રાખશો. ત્યાં અમે બહાદુરીથી આપનું રક્ષણ કરીશું." પ્રતાપ બાળવયને લીધે તેની હકીકત કંઇ સમજી શક્યો નહિ. તેણે કહ્યું "તમે શું કહો છો? શા માટે તમારા કિલ્લામાં આવું? મ્હારા પિતા ક્યાં છે?" વૃદ્ધ ઠકરાણીએ બાળકને બાથમાં લીધો ને છાતી સાથે ચાંપીને રડતાં જ બોલી, "અરે મારા બાળક!!" તેની વૃદ્ધ આંખોમાં આંસુ છલકાઈ જતાં હતાં, "મહારાજાનો સ્વર્ગવાસ થયો!!" એમ અભયસિંહે અતિ દિલગીરીથી કહ્યું, "એમ કેમ બને! લડાઈ ચાલતી નથી, અને મહારાજા બિમાર નહોતા, તો અચાનક એમ કેમ બને?" યુવક જસુભા પોકારી ઉઠયો. "રામપુરના સુબા મહમદે દગાથી મહારાજાનો વધ કર્યો છે." અભયસિંહે જવાબ આપ્યો. વૃદ્ધ સજ્જનસિંહ કે જે જસુભાનો પિતા થતો હતો, તે બોલી ઉઠયો "દગો! અને તે દગાખોર શું હજી જીવે છે?" સ્વાભાવિક રીતે જ તે વૃદ્ધ રજપુત સરદારનો હાથ તરવાર પર પડયો. રણજીતસિંહે કહ્યું "તે તેના પાપનો પસ્તાવો કરવાને હજી જીવે છે, અને રામપુરના કિલ્લામાં સલામત પહોંચી ગયો છે."

રણજીતસિંહ અને અભયસિંહ મોટામાં મોટા અને વફાદાર સરદારો હતા. વૃદ્ધ ઠકરાણીએ કહ્યું–"સરદાર! આપને હું શું કહી શકું? પણ આપની હાજરીમાં જ આપના અન્નદાતા દગાથી કપાઇ ગયા, અને તે ખબર તમે પોતે જ અહીં કહેવા આવ્યા?" યુવાન જસુભા પોકારી ઉઠયો–"અરે હું મારા મહારાજાની બાજુમાં હોત....!!"

"રણજીત ! કહો ! કહો ! તે કેમ બન્યું. એ દેખાવ યાદ લાવતાં મારી આંખોએ તો અંધારાંજ આવી જાય છે." એમ અભયસિંહ બોલી નજીકના આસનપર બેસી ગયો, અને મોં આડા હાથ દઇ પુષ્કળ આંસુ ખેરવ્યાં. રણજીતે શરૂ કર્યું "તમે જાણો છો કે સલાહના કોલકરાર માટે વગર હથિયારવાળાં પાંચ માણસો સહિત મળવાનું નક્કી થયું હતું. તે મુજબ મહારાજા, અને રામપુરનો સુબો મહમદ ગંગા કિનારે મળ્યા. જે જે શરતો મહારાજાએ કહી, તે સર્વ શરતો કંઇપણ વિરૂદ્ધ મત દર્શાવ્યા સિવાય મહમદે કબુલ કરી. છેલ્લે તેઓએ મિત્રની માફક એક બીજાની રજા લીધી. મહારાજાને એકલા જ નાની બોટમાં બેસીને હોડી ચલાવવાનો અતિ શોખ હતો, તે તમારાથી અજાણ્યું નથી. મહારાજા પોતે એકલા જ એક નાની બોટમાં બેઠા, અને અમને પાંચ જણને બીજી બોટમાં બેસવાનો હુકમ કર્યો. અમારી હોડી કાંઠે પહેલી પહોંચી, કારણ કે મહારાજા પોતાની હોડી ગંગા નદીપર સહેલ માટે આમ તેમ ફેરવતા હતા. દરમિયાન મહમદે મહારાજાને કંઈક કહેવા માટે પાછા ફરવા વિનંતી કરી. મહારાજા પોતાની હોડી તે બાજુમાં ફેરવી ઝડપથી હંકારી ગયા. અમે અમારી હોડીમાં ફરીથી બેઠા, અને મહારાજા સાથે જવાને નીકળ્યા. દરમિયાન મહારાજા તો મહમદ પાસે સામે કાંઠે પહોંચી ગયા હતા. તેઓએ કાંઠે પગ મૂકયો, કે તરતજ મહમદ અને તેના પાંચ સાથીઓ છુપાવેલાં હથિયાર સહિત તેમના પર તૂટી પડયા ! અને એક સાથે અનેક ઘા તેમના પર પડયા ! ! પ્રભુ જાણે છે કે અમે કેવી ચીસ પાડી ! ! ઘણી ઉતાવળથી હોડી દોડાવી, પણ અરે ! અમારી હોડી ત્યાં પહોંચે, તે

પહેલાં મહારાજા પડયા !!! અને દગાખોર તેમના ઘોડાઓ-પર સ્વાર થઇ નાસી ગયા !" બાળકુમાર પ્રતાપ પોકારી ઉઠયો " અરે તે પાપીઓ ઘણે દૂર નહિ હોય ! તે મારા હાથથી કપાશે. તેને કદી માફ કરીશ નહિ " પણ તે જરા ગુંચવાયો " **દુશ્મનને ક્ષમા આપવી, એ આર્યવીરનું ભૂષણ છે.**" એ પિતાના સ્વરના ભણકારા વાગ્યા.

બીજે દિવસે બાળકુમારને તેની વૃદ્ધ ધાત્રી ઠકરાણી અને બીજાં માણસો સહિત અભયસિંહનો કિલ્લો કે જે વધારે મજબુત હતો, ત્યાં લઈ જવામાં આવ્યો. બન્ને વીર સામંતોની વચ્ચે બાળકુમારનો ઘોડો રાખવામાં આવ્યો હતો, અને તેઓ સ્પષ્ટ જોઇ શકયા કે આટલી નાની વયે પણ કુમાર સારી રીતે સ્વારી કરી શકે છે.

કિલ્લામાંથી નીકળ્યા પછી બીજે જ દિવસે તેઓ રત્નગઢ આવી પહોંચ્યા. જ્યાં તેના પિતાના શબને તેને હાથે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. છેલ્લી વખતે જ્યારે તેણે શબના ચહેરા તરફ જોયું, ત્યારે ફરી તેને તેના પિતાના અવાજના ભણકારા સંભળાયા– " બેટા ! **દુશ્મનને પણ ક્ષમા કરવી, એ આર્યવીરનું ભૂષણ છે.** " બીજે દિવસે બાળકુમાર પ્રતાપને રાજ્યાભિષેક કરવામાં આવ્યો. બધા સરદારોએ તેને પોતાના મહારાજા તરીકે માન આપ્યું, વફાદારીની પ્રતિજ્ઞાઓ લીધી, અને અનેક ભેટો તેમના સિંહાસન પાસે મૂકી.

રાજ્યાભિષેકની ક્રિયા પૂરી થઈ, અને બાલ મહારાજા પ્રતાપ છૂટો થયો, કે તરત જેને તે માતા તરીકે ચાહતો તે વૃદ્ધ ઠકરાણી પાસે દોડી આવ્યો, ને તેના ખોળામાં પડતાં

કહ્યું “ ઠકરાણી ! રત્નપુરને મહારાજા બનતાં તો હું બહુ બહુ થાકી ગયો છું. ” ઠકરાણીએ તેને હૈયા સાથે ચાંપીને કહ્યું—“પ્રભુ તમારૂં રક્ષણ કરે ! મારા મહારાજા !”

---

## (૩) કપટજાળ

વસંત ઋતુ શરૂ થઈ હતી. યુવક જસુભા કે જેના હાથ નીચે તાલીમ લેવાને બાળકુમાર પ્રતાપને સોંપવામાં આવ્યો હતો, તે તેને અનેક ઉપયોગી શિક્ષણ આપતો. એક દિવસ જ્યારે તેઓ તેની કવાયતમાંથી પાછા ફર્યા, ત્યારે ચોગાનમાં કેટલાક ઘોડાઓ જોઈને અજાયબ થયા. તેઓએ ધાર્યું કે કોઈ મોટો સરદાર આવેલ હશે, પણ તેઓ દરવાજામાં દાખલ થયા કે તરતજ અભયસિંહ બે અજાણ્યા માણસો સાથે ત્યાં આવ્યો. જેમાંના એકનો પોષાક અતિ કીમતી હતો. તેણે બાળક મહારાજાને સ્નેહથી પોતાની છાતી સાથે દાબ્યો, અને કહ્યું “ મારા બહાદુર સરદારના બાળકુમાર ” થોડીક વાતચીત કર્યા પછી જસુભાની આંગળી પકડી પ્રતાપ અંદર જતાં કુમારે પૂછ્યું “જસુભા ! એ કોણ છે ! આપણા જેવા તો નથી લાગતા.” જસુભાએ કહ્યું “ એ દિલ્હીનો બાદશાહ છે.” કુમાર બોલ્યો ‘ દિલ્હીનો બાદશાહ! એ અહીં શા માટે આવ્યો છે ? એનું અહીં શું કામ છે ?’ “ આપના પિતાના મૃત્યુ માટે આપને દીલાસો આપવા આવ્યો છે.” જસુભાનો તે જવાબ હતો. પ્રતાપે કંઈક તીરસ્કારથી કહ્યું “ પણ મને તે ગમતો નથી ને ?” જસુભા કહે “ ચુપ ! ચુપ ! એવું ન બોલાય ! તે આપના પિતાનો મિત્ર છે, અને મોટો બાદશાહ છે.” બાળ મહારાજા પ્રતાપસિંહ ચુપ રહ્યો.

બપોરના એક મોટો દરબાર ભરવામાં આવ્યો, જેમાં પ્રતાપના બધા સરદારોએ હાજરી આપી. બાદશાહે જાતે ખરખરે આવી રત્નપુરના મહારાજાને ખાસ માન આપ્યું હતું, તેથી આભાર માનવાનો હતો. બાદશાહ ઉંચા સિંહાસનપર બેઠો. દરબારના રિવાજ મુજબ બાલ મહારાજા પ્રતાપને તે સિંહાસન પાસે લાવવામાં આવ્યો. શીખવ્યા મુજબ તે સિંહાસન પાસે ઘુંટણુ મંડીએ પડયો, અને બોલ્યો "બાદશાહ સલામત! હું આપનો...." પણ તેને બોલતો અટકાવી બાદશાહે તેને તેડી લીધો, અને પોતાના ખોળામાં બેસાડીને બોલ્યો "રત્નપુરના મહાન્ અને વફાદાર સરદારો! શામપુરના મહમદે મારા વફાદાર મિત્રનો દગાથી નાશ કર્યો છે, તેને ઘટતી નસિયત તરત જ કરવામાં આવશે, અને હું આશા રાખું છું કે જરૂરીઆતે તમે સર્વ મને તે બાબતમાં મદદ આપશો. મારા સરદાર–અરે! મિત્ર સમરસિંહનો કુમાર તે મારો પોતાનો જ કુમાર છે. સમરસિંહ તરફનો મારો પ્યાર તમને શી રીતે બતાવી શકું!" પછી તેણે ભર દરબારમાં બાળ મહારાજા પ્રતાપસિંહનાં અતિ વખાણ કર્યાં. પોતાના બે શાહજાદાઓ કરતાં પણ આ કુમાર ઘણોજ હોશિયાર, ચાલાક, અને લાયક છે, એમ પણ સ્પષ્ટ રીતે કહ્યું. અને વધારામાં ઉમેર્યું કે "મારા બહાદુર મિત્રો! આ બાળકને હું અતિ પ્યારથી ચાહું છું, અને બન્ને શાહજાદાઓ સાથે તેમને ખાસ શિક્ષણ આપવા ઈચ્છું છું. કુમારના સહવાસથી મારા શાહજાદાઓ પણ સુધરશે. મારી આટલી વિનંતી મંજુર કરીને, મારી લાગણીની કદર કરીને, તમે પ્રતાપ કુમારને મારી સાથે મોકલો, અને દિલ્હીના બાદશાહની તેના વફાદાર સરદારના

પુત્ર પ્રત્યેની લાગણી જગતને જોવાની તક આપો!!" તેની નમ્રતાપૂર્વક માગણી, સ્વર્ગવાસી મહારાજા તરફ ઉચ્ચારેલાં મમતાનાં વચનો, અને બાળક પ્રત્યેની તેની અથાગ સ્નેહ-ભાવના જોઇ, સરદારોએ પ્રતાપને શિક્ષણ લેવા માટે દિલ્હી મોકલવામાં વાંધો જોયો નહિ. પ્રતાપની સાથે જસુભા, અને બીજા વિશ્વાસુ સરદારોને મોકલવાનો ઠરાવ થયો.

તેઓ બધા દિલ્હી પહોંચ્યા, તેજ દિવસે દિલ્હીના રાજ્યમહેલમાં ખાસ મિજબાની હતી. જેમાં બાદશાહની વડી બેગમ કે જે પડદો રાખતી નહોતી, તે પણ હાજર હતી. બાદશાહ અને બેગમ મુખ્ય બેઠક પાસે ઉભાં ઉભાં વાતો કરતાં હતાં, તે વખતે સરદાર જસુભા પોતાના બાલ મહારાજા પ્રતાપસિંહ સાથે હોલમાં દાખલ થયો; પણ તેને જોઇએ તેવું—રત્નગઢના મહારાજાને લાયકનું—માન મળ્યું નહિ. જસુભા કચવાયો, અને કુમારના ચહેરાપર નારાજી જણાઇ આવી. જસુભાએ એક વૃદ્ધ અમીર જે તેની પાસે ઉભો હતો, તેને સંબોધીને કહ્યું "દિલાવરખાનજી આ રત્નગઢના બાળમહારાજા છે. કૃપા કરી તેના તરફ ધ્યાન આપો!" દિલાવરખાન તરત જ બાદશાહ અને બેગમ ઉભાં હતાં ત્યાં પ્રતાપ સહિત જસુભાને તેડી ગયો. બેગમે કરડાઇથી પ્રતાપ તરફ નજર ફેરવી, અને તે કરડાઇ પ્રતાપ સાથે જસુભાએ પણ જોઈ. પછી બાદશાહ ને બેગમ સિંહાસન પર બેઠાં. કુમાર પ્રતાપ જેમનો તેમ સિંહાસન પાસે ઉભોજ રહ્યો. બાદશાહની પહેલાજ દીવસની આવી રીતભાતથી પ્રતાપના સાથીઓ ઘણા નારાજ થયા, અને તેમના મનમાં અમુક ધાસ્તી ઉત્પન્ન થઈ; પણ અત્યારે ચુપકી સિવાય બીજો ઇલાજ ન હતો.

અમુક વખત પછી બીજાઓની સાથે પ્રતાપને જોડેના ઓરડામાં લઈ જવામાં આવ્યો, જ્યાં જમવા માટેની ગોઠવણ કરી હતી. થોડીજ વારમાં સામેનું બારણું ઉઘડયું, અને હીરા-મોતીથી શણગારાયલા બે નાના શાહજાદાઓ હોલમાં નોકર સહિત દાખલ થયા. જેમાંનો એક લગભગ પ્રતાપનીજ વયનો હતો, અને બીજો જરા નાનો હતો. બન્ને શાહજાદા નબળા અને ફિક્કા હતા. તેઓએ આવી બાદશાહને નમન કર્યું. બાદશાહે તેમના કપાળ પર ચુંબન કર્યું, અને પ્રતાપ તરફ આંગળી કરી કહ્યું "તમારી સાથે રમવા માટે એક સાથી લાવ્યો છું. તે આ રહ્યો !" મોટા શાહજાદાએ કહ્યું " આ નાનો રજપુત છોકરો ?" તેની માતાએ કહ્યું "હા, તારા પિતા પોતાની સાથે તેને લાવ્યા છે." મોટા શાહજાદાનું નામ રહીમ હતું. તેણે કહ્યું "છોકરા તું મારી સાથે રમવા આવીશ ને" પ્રતાપ કંઇ બોલ્યો નહિ. માત્ર એક તુમાખી નજરથી તેની સામે જોયું. રહીમે ફરી કહ્યું "તમે સાંભળતા નથી ? કેમ જવાબ આપતા નથી ?" પ્રતાપે ગંભીરતાથી કહ્યું "હું છોકરો નથી ! પણ રત્નગઢનો મહારાજા છું." જસુભાએ બેગમના કપાળ પરની ક્રોધની કરચલી સ્પષ્ટ જોઇ તેથી ધીમેથી બોલ્યો "ચુપ ચુપ ! મહારાજા !" બાદશાહે કરડાઈથી કહ્યું ' જસુભા, આને દરબારની રીતભાત શીખવો. નહિ તો વાળુ વિના સુવાની ફરજ પડશે."

પ્રતાપે કંઈક ઉશ્કેરાઇને કહ્યું "દરબારી રીતભાત જાળ-વવાની બન્ને પક્ષની ફરજ છે. આપ મારી સાથે સારી રીતે નહિ વર્તો તો મારે પણ તેમ વર્તવાની જરૂર પડશે." બેગમે કહ્યું "જેવો મજબુત તેવોજ રીતભાત વગરનો છોકરો ! મને ધાસ્તી છે, કે આ જંગલી છોકરો આપણા ગરીબ શાહજાદાને ઇજા કરશે."

## (૪) કુમારની દૃઢતા

એક દિવસ બન્ને શાહજાદા સાથે પ્રતાપ કંપાઉન્ડમાં રમતો હતો. નાના શાહજાદા સાથે પ્રતાપને સારી મિત્રતા બંધાઇ હતી, કારણ તે એક ભલો છોકરો હતો. મોટો શાહજાદો ક્રૂર હતો. તે અનેક નાનાં પ્રાણીઓને ઈજા કરી ખુશી થતો હતો. તે બિલાડીની પૂંછડી કાપી નાખતો, પક્ષીઓની પાંખો તોડતો, અને કીડી મંકોડા જેવાં નાનાં જંતુ પર જાણી જોઇને પગ મુકી તેમને ચગદી મારતો. કેવો દુષ્ટ અને પાપી છોકરો! એવો છોકરો કોને ગમે! તે ત્રણ જણ રમતા હતા, ત્યારે મોટા શાહજાદા રહીમે લોઢાના બે સોયા દેવતામાં લાલચોળ તપાવ્યા, અને એક નાનો પોપટ કે જેને પોતે બગીચામાંથી પકડયો હતો, તેની આંખોમાં નાખવાની તૈયારી કરી. પ્રતાપે તેને કહ્યું કે "આ ક્રૂરતા છે." છતાં તે નજ સમજ્યો. જેથી પ્રતાપે ગર્જના કરી "નહિ બને; એવું ક્રૂર કામ હું નહિ કરવા દઉં."

રહીમ—"મારી મરજી મુજબ કરવાની મને સત્તા છે."

પ્રતાપ—"નહિ બને; આવી દુષ્ટતા માટે શરમાઓ."

રહીમ—"તમે કોની સામે બોલો છો તે જાણો છો? જંગલી સાહેબ!"

પ્રતાપ—"હું જાણું છું કે અત્યારે જંગલી અને પાપી કોણ છે તે. પકડો શાહજાદાને."

પ્રતાપે છેલ્લું વાકય જે નોકરો સોયા તપાવતા હતા, તેમને સંબોધીને કહ્યું. પણ તે બાળક સમજી શકયો નહિ કે પોતે અહીં એક કેદી હતો. મીઠાં વચનો બોલી કપટ કરી

બાદશાહે જાતે રત્નપુર જઈ, ઢોંગ કરી, તેને દિલ્હી લાવવામાં આવ્યો હતો. પ્રતાપના "પકડવા"ના હુકમથી હસી પડીને રહીમ બોલ્યા "તમારા નોકર છે કે પકડોનો હુકમ કરોછો કેમ ? હબીબ, પોપટને બરાબર મજબુત પકડ ! મહમદ, તપાવેલા સોયા લાવ ! તેની આંખમાં નાખવાથી કેવો તરફડશે, ને કેવી મજા થશે ?' પ્રતાપને લાગ્યું કે આ નોકરો પોતાના નથી, જસુભા તરફ વળ્યો અને બોલ્યો જસુભા ! હું તમને હુકમ કરી શકું ?" આ તેના વાકયને અપૂર્ણ રાખી જસુભાએ વખત વિચારી કહ્યું "મારા મહારાજા ! ચાલો ચાલો આપણે અંદર જતા રહીએ એ પાપી કામ આપણે જોઈ શકીશું નહિ." પ્રતાપ તિરસ્કારથી ક્ષણભર જસુભા તરફ તાકી રહ્યો અને પોકાર્યો "શરમ છે તમને પણ જસુભા ! આ પાપી કામ થાય ત્યારે આપણે છુપાઈ જવું ? કેવી ગાંડી સલાહ !" દરમિયાન રહીમે સોયા પકડયા, અને એક નોકર પોપટ ઝાલી ઉભો રહ્યો. પ્રતાપે વીજળી વેગે દોડી તેના હાથમાંથી પોપટને ઉંચો ઉરાડી મૂકયો. પોપટ છુટયો કે તરતજ જીવ લઈને ઉડી ગયો. આથી રહીમ એટલો બધો ગુસ્સે થઈ ગયો કે, પોપટની આંખમાં નાખવા માટે જે સોયા તપાવીને તેણે પોતાના હાથમાં રાખ્યા હતા, તે તેણે પ્રતાપના મોઢા પર માર્યા. તેથી પ્રતાપનો ચહેરો બળ્યો, અને ઇજા થઇ. છતાં તે બોલ્યો "મને મારી દરકાર નથી, પણ પોપટ–બિચારૂં ગરીબ પક્ષી–સહીસલામત ઉડી ગયું, એ ખુશાલી." ગાલની બળતરાથી તેની આંખમાં આંસુઓ પડતાં હતાં, છતાં પોપટની સલામતીથી તે ખુશી થતો હતો. કેવો દયાળુ બાળક ! પોતે દુઃખ વેઠીને પણ પોપટને બચાવી લીધો.

પોપટને ઈજા કરવામાં નિરાશ થયેલો શાહજાદો રહીમ રોતો રોતો તેની માતા બેગમ પાસે ગયો. બાદશાહ પણ ત્યાંજ હતો. રહીમે બધો વાંક પ્રતાપ પર ઢોળ્યો. પ્રતાપને ત્યાં બોલાવવામાં આવ્યો. બાદશાહે પ્રતાપને કહ્યું "આ તમારી કેવી રીતભાત! દિલ્હીના વારસનું અપમાન કર્યું માટે છેની ક્ષમા માગો!"

પ્રતાપે કહ્યું "તેની ક્ષમા માગવાની જરૂર પડે એવું મેં કંઇ કર્યું નથી." બાદશાહ કહે "ખરૂં બોલજે પ્રતાપ! જૂઠું બોલી તારા વાંકમાં વધારો કરીશ નહિ." પ્રતાપે કહ્યું "રત્નગઢનો રાજા જૂઠું બોલે જ નહિ! એવું જૂઠું બોલનાર, રત્નગઢના સિંહાસનને લાયક નથી. હું ખરૂં જ બોલું છું." બેગમે જોયું કે પ્રતાપનો વાંક નહોતો પણ પોતાના શાહજાદાનો વાંક હતો, છતાં શાહજાદાને ઠપકો આપવાને બદલે પ્રતાપને સંબોધીને તેણે કહ્યું "આ વખત જવા દઈએ છીએ. ફરી વધારે સાવચેતી રાખવી એ તારે જરૂરનું છે."

---

## (૫) મિત્રતા

"ચાલોને જસુભા રત્નગઢ" એ પ્રમાણે બાળ પ્રતાપ હમેશા જસુભાને કહેતો. દરેક રાત્રિએ તે એજ પ્રાર્થના કરતો, કે જલદી રત્નગઢ જવાય તો સારૂં.

બાદશાહની શાલગીરી હોવાથી તેમના અમીરો, સુબાઓ અને મિત્રો મુબારકબાદી તથા સલામી માટે દિલ્હીમાં આવ્યા હતા. મીજબાનીનો ઓરડો મહેમાનોથી ભરાયલો હતો. બધા મહેમાનો વચ્ચે બિહારના સુબાએ પ્રતાપને પૂછ્યું "પ્રતાપસિંહજી તમને દિલ્હીમાં બહુ ગમતું હશે. બાદશાહ

સલામતના મહેલમાં હમેશા આનંદજ હોય છે.” પ્રતાપે કહ્યું “મને બીલકુલ ગમતું નથી. હમેશાં મને રત્નગઢ જવાનું અને અભયસિંહજીને મળવાનું મન થાય છે.” સુબો અબોલ થયો, દરબારીઓમાં ચુપકી પથરાઈ, અને બાદશાહના ચહેરા પર ગુસ્સાની કરચલીઓ પડી. દરમિયાન ખબર મળ્યા કે રામપુરનો સુબો મહમદ બાદશાહની સલામે આવે છે. આ સાંભળતાં જ પ્રતાપના ચહેરાપર ગુસ્સાની રેખાઓ સ્પષ્ટ જણાવા લાગી. તે મિજબાનીના ઓરડામાંથી ઉઠીને ચાલતો થયો, અને તેની પાછળ જસુભા પણ ગયો. તેઓ બન્ને પોતાના ઓરડામાં આવ્યા કે તરતજ બાદશાહ તરફથી એક અમીર ભોજન માટે બોલાવવા આવ્યો. પ્રતાપે કહ્યું “મારા પિતાના દગાબાજ ખુની સાથે હું જમી શકતો નથી.” અમીરે તેને સમજાવવા યત્ન કર્યો પણ નિષ્ફળ થયો. તે દિવસે પ્રતાપ ને જસુભા ઓરડામાં ભૂખ્યાજ બેસી રહ્યા. હવે જસુભાએ પોતાનાં હથિયાર સાફ કરવા માંડયાં.

છેક સાંજરે નાનો શાહજાદો જાફર જે પ્રતાપનો મિત્ર હતો, તે છૂપાતાં છૂપાતાં પ્રતાપના ઓરડામાં આવ્યો, અને પોતાની સાથે જે ખાવાની ચીજ છુપાવી લાવ્યો હતો, તે પ્રતાપ તથા જસુભાને આપી.

પ્રતાપ–“ વ્હાલા જાફર ! તે મહમદ ક્યારે જશે ?”

જાફર–“કાલે સવારમાં. મારા પિતા પણ તેમની સાથેજ જશે.”

પ્રતાપ–“ ઠીક. બપોરે બહુ ઘોંઘાટ શાનો થયો હતો ?”

જાફર–“વ્હાલા પ્રતાપ ! તે વાત કહેવાને દિલગીર છું.”

પ્રતાપ–“ જાફર ? તું નહિ કહે, તો કોણ કહેશે ?”

જાફર—" મહમદના ચાકરો સાથે તમારા બે હજુરીઓને તકરાર થઇ, તેમાં મહમદના ત્રણ ચાકર, અને તમારો એક હજુરી મરણ પામ્યા. તમારો બીજો હજુરી ગુલાબસિંહ જે બચ્યો હતો, તેને બાદશાહે ફાંસીએ ચડાવી દીધો."

પ્રતાપ અને જસુભા અતિ દિલગીર થયા. કારણ સત્યસિંહ અને ગુલાબસિંહ તેમના વફાદાર અને બહાદુર સરદારો હતા. પ્રતાપ તેને કંઈ પણ મદદ ન કરી શકવાને માટે અતિ દિલગીર થયો. આ બનાવથી બાળરાજાની જીંદગી માટે જસુભા અતિ ચિંતાતુર બન્યો, પણ તે લાચાર હતો.

બીજે દિવસે તેમણે જાણ્યું કે બાદશાહ અને મહમદ ગયા છે.

---

## (૬) કુમારનો દેશજન પ્રત્યે પ્રેમ

એક દિવસે પ્રતાપ અને નાનો શાહજાદો જાફર દરવાજા પાસે રમતા હતા, તેવામાં એક ગરીબ ભિક્ષુકનો સ્વર આવ્યો. " પરમેશ્વરના નામથી કંઈક આપો." નજર કરતાં જણાયું કે એક યાત્રાળુ નમન કરતો ઉભો હતો, અને કહેતો હતો કે " તમારૂં ભગવાન ભલું કરે! મને કંઇક આપો." પ્રતાપ ખુશાલીથી બોલી ઉઠયો—" અરે મારા દેશનો! મારા દેશનો! અમારી જ ભાષા બોલે છે. શું તમે રત્નગઢથી આવો છો? જસુભા! જસુભા! આ આપણા દેશમાંથી આવે છે." તે યાત્રાળુ પોકારી ઉઠયો " અરે મારા બાલ મહારાજા તમે!" દરમિયાન રહીમ દોડતો આવ્યો ને બોલ્યો " કોણ છે?" તેના નાના ભાઈ જાફરે કહ્યું "એ પ્રતાપના દેશનો છે." રહીમ ગુસ્સે થઈને બોલ્યો " પ્રતાપના દેશનો છે માટે તેને દૂર

કરવો જોઈએ. હબીબ ધક્કો દે તેને." એક હિંદુ નોકરે કહ્યું "એ તો એક યાત્રાળુ છે" રહીમે કહ્યું "તેની મને દરકાર નથી. તે પ્રતાપના દેશનો છે માટે ધક્કો દે, ચાબુક માર."

પ્રતાપે દૃઢતાથી કહ્યું " નહિ ! એક હિંદુ યાત્રાળુને મારી નજર સામે ધક્કો કે ચાબુક નહિ મરાય." રહીમે નોકરના હાથમાંથી ચાબુક લઇ યાત્રાળુ તરફ મારવા માટે ઉગામ્યો, પણ તરત જ પ્રતાપ યાત્રાળુ અને રહીમની વચ્ચે ધસી ગયો. રહીમે પ્રતાપની પીઠપર ચાબુકનો પ્રહાર કર્યો, તેથી તેને ઇજા થઇ, છતાં તેણે મજબુતીથી રહીમનો ચાબુકવાળો હાથ પકડી લીધો, ને કહ્યું નાસીજા નાસીજા ! યાત્રાળુ ! જલદી દોડ ! "અરે મારા મહારાજા !" બોલતો યાત્રાળુ દોડી ગયો. પ્રતાપે દેશબાંધવાને કેટલી મમતાથી ચાહ્યા ! રાજા હોવા છતાં એક સામાન્ય માણસને માટે પોતે ચાબુકની સજા સહન કરી.

રહીમે જઇને બેગમને સમજાવ્યું, કે રત્નગઢથી યાત્રાળુને વેષે આવેલો તે એક બાતમીદાર હતો.

---

## (૭) કુમારનો ઝેરમાંથી બચાવ

બાદશાહના દિલ્હી આવ્યા પછી, એક દિવસે રાત્રિના ખોરાકમાં બાળક પ્રતાપને ઝેર અપાયું ! આથી તે એકદમ બિમાર પડી ગયો ! ગરીબ બિચારા જસુભાએ આખી રાત્રિ પ્રતાપને ઉલટી કરાવી. બીજે દિવસે પ્રતાપની બિમારીની હકીકત બાદશાહને કહેવરાવી, પણ કંઇ મદદ મળી નહિ. પ્રતાપ ફરીથી ઘણો બિમાર થઈ ગયો, તેથી જસુભાએ ધાર્યું કે "હમણાં જ પ્રતાપનો જીવનદીપ બુઝાઇ જશે ! રત્નગઢની ગાદી ખાલી થઇ જશે !" પણ ફરી ઉલટીઓ કરાવતાં કંઈક

ઠીક જણાયું. જસુભા સ્પષ્ટ જાણી શકયો કે રત્નપુરના બાલ મહારાજા પ્રતાપને ઇરાદાપૂર્વક ઝેર અપાયું હતું.

જસુભાએ એક રસોયા સાથે ખાસ મિત્રતા બાંધી, ને ખાનગી રીતે પોતાને તથા પ્રતાપને માટે ચોકખો ખોરાક મળે તેવો બંદોબસ્ત કર્યો, અને બીજી બાજુથી "પ્રતાપ બહુ બિમાર છે" "કુમારની બિમારી વધતી જાય છે" એવી વાતો ફેલાવવા લાગ્યો. તેણે પ્રતાપને આ બાબત સમજાવી દીધી હતી તેથી આખો દિવસ પ્રતાપ બિછાનામાં સુઇ રહેતો હતો. અપાએલું ઝેર નીકળી જાય અને ચોકખો ખોરાક મળતો રહે, તેવા ઉપાય કર્યા પછી પ્રતાપની તબિયત સુધરવા માંડી હતી. છતાં તે સુધારો પ્રતાપ અને જસુભા સિવાય કોઈના જાણવામાં આવ્યો નહોતો. બહાર તો "પ્રતાપ અતિ બિમાર છે." એ વાતોજ ચર્ચાતી.

---

## (૮) કેદમાંથી છુટકારો

જસુભા એક દિવસ સમી સાંજે ઘાસની ભારી લઇ પ્રતાપ પાસે ઓરડામાં આવ્યો. તેને જોઈ, અકળાઈને પ્રતાપ બોલ્યો " મને બહુજ ભૂખ લાગી છે, અને તમે તો ઘાસ લાવ્યા !" જસુભા પોતાની સાથે છૂપાવીને ફળ લાવ્યો હતો, તે પ્રતાપને આપ્યાં ને પછી જરા મોં મલકાવીને કહ્યું "જો આવતી કાલે રાત્રિનું જમણ તમે રત્નગઢમાં જમો તો કેવા ખુશી થાઓ !" રત્નગઢનું નામ સાંભળી હર્ષાવેશમાં જસુભાને વળગી પડતાં પ્રતાપ બોલ્યો "અરે જસુભા ! મને જલદી રત્નગઢ લઈ જાઓ ! પણ આપણને બાદશાહ જવા દેશે ?" છેલ્લું વાકય બોલતાં જ પ્રતાપનો ચ્હેરો ચિંતાતુર થયો.

જસુભા—"ચુપચુપ! મહારાજા! જો તમે ડહાપણ ને ચુપકી નહિ રાખો તો આપણે જઇ શકીશું નહિ, અને આપણાપર વધારે જાપ્તો મુકાશે."

પ્રતાપ—"હું નહિ બોલું! જસુભા! કદી નહિ બોલું. રત્નગઢ જવા માટે તમે કહેશો તેમ કરીશ"

જસુભા—"આપ જમી લ્યો. રસ્તે ખોરાક નહિ મળે."

પ્રતાપ—"ઠીક જમું છું. પણ નાનો શાહજાદો જાફર, જે મારો મિત્ર છે, તેને છેલ્લી સલામ તો કરી આવું!"

જસુભા—"ન બને! મહારાજ કદી ન બને! તમે બિમાર નથી તે બાબત જો કોઈ જાણી જશે તો આપણાપર વધારે જાપ્તો રખાશે, અને તેમ થવાથી રત્નગઢ પહોંચાશે નહિ."

પ્રતાપ—"નાના શાહજાદા જાફરને છેલ્લી સલામ ન કરી શકવા માટે હું દિલગીર છું. શું આપણે રત્નગઢમાં, વ્હાલાં ઠકરાણી અને અભયસિંહ વગેરે સરદારોને ફરીથી જોઈશું! અરે! રત્નગઢ! વ્હાલી જન્મભૂમિ!!"

પ્રતાપ જમવા બેઠો, અને જસુભાએ ઉતાવળથી તૈયારી કરી લીધી. તેણે એક ખંજર પ્રતાપના કમરપટામાં પણ ખોસ્યું. મોટી તરવાર અને એક ખંજર પોતાની પાસે રાખી લીધું. પછી જે ઘાસની ભારી તે લાવ્યો હતો, તેમાંનું અરધું ઘાસ નીચે પાથરીને પ્રતાપને કહ્યું "હું તમને આ ઘાસમાં છુપાવીને બહાર ઉંચકી જઈશ. લોકો ધારશે કે હું મારા ઘોડાને ઘાસની ભારી નાખવા જાઉં છું."

પ્રતાપે હસીને કહ્યું "તેઓ અનુમાન કરી શકશે જ નહિ કે પ્રતાપકુંવર ઘાસમાં સૂઈ ગયા છે? વ્હાલા જસુભા! હું બોલીશ નહિ કે હાલીશ ચાલીશ નહિ."

જસુભા–"સારૂં મહારાજા ! કોઇ પ્રકારનો અવાજ કરશો નહિ, ને સાવચેત રહેજો. આ રમત નથી પણ જીવન–મરણનો સવાલ છે, એ યાદ રાખજો." પછી જસુભાએ પ્રતાપને ઘાસમાં છુપાવી, તેની આસપાસ ધીમેથી દોરી બાંધી દીધી. પ્રતાપ ચુપચાપ રહ્યો. પછી ધીમેથી જસુભાએ પૂછયું "તમે શ્વાસ લઇ શકો છો મહારાજા ?"

પ્રતાપ–" હા, પણ હું બરાબર છુપાઇ ગયો છું ?"

જસુભા–" હા. હવે યાદ રાખજો, ગમે તે થાય પણ હાલશો ચાલશો નહિ. પ્રભુ આપણું રક્ષણ કરો."

અંધારૂં થઈ ગયું હતું. જસુભા પોતાના ઘોડાને ઘાસ નાખવા જતો હોય, તેમ ઘાસની ભારી (જે ભારીમાં પ્રતાપને છુપાવ્યો હતો તે ભારી) ખભાપર લઇ બહાર નીકળ્યો. કંપાઉન્ડ વટાવી તબેલામાં ગયો. ત્યાં તેણે સંભાળપૂર્વક ભારી ઘોડાપર મૂકી. પછી તે ઘોડાને દોરતો દરવાજે ગયો. દરવાજે બે ચાર પહેરેગીરો વાતોના તડાકા મારતા હતા. હમેશાં આવી રીતે ઘોડાપર ભારી મૂકી જસુભા બહાર જતો, ને કહેતો કે ઘોડાને બહાર ઘાસ ખાવાની ટેવ છે. જેથી કોઈએ તેને રોકયો નહિ. માત્ર એક સિપાઇએ મશ્કરીમાં કહ્યું " આ રજપુત ઘોડાની સેવા કરે છે, એટલી સેવા અલ્લાની કરે તો કેવું સારૂં ?" " દોસ્ત ! ઘોડો એવો અડીઅલ છે કે તબેલામાં ઘાસ ખાતો જ નથી." એમ કહી જસુભા દરવાજા બહાર ચાલ્યો ગયો.

કેટલેક દૂર ગયા પછી ગાઢ અંધકાર આવ્યો, ત્યાં ઘોડો ઉભો રાખી જસુભાએ પ્રતાપને ઘાસની ભારીમાંથી બહાર

કાઢયો, ને ઘોડાપર બેસાર્યો. પછી ઘોડાની લગામ પકડીને તેને બની શકિત ઝડપથી ચલાવા લાગ્યો. આખી રાત્રિ તેઓ અટકયા વગર ચાલ્યા હતા. સવારે તેમણે જાણ્યું કે સારો માર્ગ કપાયો છે ત્યારે પ્રતાપ હર્ષથી બોલી ઉઠયો કે "છૂટયા! છૂટયા! બેગમની કેદમાંથી છૂટયા." જસુભાએ કહ્યું "નહિ! હજી આપણે પુરતા સલામત નથી. આપણે ઘણું ચાલવાનું છે." તેમણે વગર અટકયે ઘોડો ચલાવ્યા જ કર્યો. પણ ઘોડો બહુજ થાકી ગયો હતો, તડકો સખત પડતો હતો, અને ઘોડો ઠોકરપર ઠોકર ખાતો હતો. અચાનક ઘોડે એવી ઠોકર ખાધી કે તે નીચે પડયો અને ચાલવાને તદન અશક્ત જણાયો. પણ હવે જંગલમાં કરવું શું? પાછળ બાદશાહના નોકર પકડવા આવે એવો સંભવ હતો, અને નાસવાની સઘળી મહેનત બરબાદ જાય એવું થયું હતું, સુભાગ્યે એક વેપારીની વણજાર નજીક આવતી જણાઇ. એક લડાયક ઘોડા પાસે, સુકુમાર મનહર બાળક અને ઉંચા જુવાન રજપુતવીરને જોઇને વેપારીઓને નવાઈ લાગી, અને તેમણે ધાર્યું કે કોઈ ઉમદા કુટુંબનાં માણસો છે. વેપારીઓના આગેવાનને ઉદ્દેશીને જસુભાએ કહ્યું "શેઠજી! અમારો ઘોડો મોટી કીંમતનો છે, છતાં અત્યારે ચાલવાને અશક્ત થઇ પડયો છે. તેને વિસામો આપવાને અમે અટકી શકીએ તેમ નથી. તે ઘોડો ખુશીથી તમે રાખો, અને એક ઝડપી ઘોડો અમને વેચાતો આપો."

ઉપર મુજબ વણજારા પાસેથી ઘોડો ખરીદી, પ્રતાપને તેનાપર બેસારી, પોતે તેને પડખે જ ચાલતો આગળ વધ્યો. દૂર દૂરથી રત્નગઢની સીમનાં ઝાડવાંઓ દેખાવા લાગ્યાં. જસુભા

આનંદથી બોલ્યો "જુઓ! જુઓ! મારા બાળ મહારાજા! રત્નગઢની સીમ દેખાય! "રત્નગઢ! આપણી માતૃભૂમિ!" કહેતાંજ પ્રતાપ ઘોડા પર વધારે ટટાર બેઠો ને જોવા લાગ્યો. થોડી વારમાં તેઓ ગંગાકિનારે આવી પહોંચ્યા. ગંગાથી રત્નગઢ માત્ર એકજ માઇલ દૂર હતું. પણ ગંગાનાં પાણી અત્યારે ચડતાં હતાં. આટલાં પાણીમાં ગંગા પસાર કરવી, એ જોખમ ભરેલું હતું. પકડાઈ જવાની દહેશતે જસુભા અને પ્રતાપ આડે માર્ગે આવ્યા હતા, તેથી ત્યાં એકપણ હોડી નહોતી. જસુભાએ ચિંતાતુર ચહેરે આસપાસ જોયું, અને પછી બોલ્યો " આપણે ઈશ્વરપર ભરોસો રાખી ગંગા ઉતરવાની કોશિશ કરીએ."

તેણે પ્રતાપને સરખો ઘોડાપર બેસાર્યો, અને તેની આસપાસ પટો બાંધી તે પટો પાછો ઘોડાનાં પલાણ સાથે મજબુત બાંધી દીધો. પછી જસુભા પોતે ઘોડાની જમણી બાજુમાં ઉભો રહ્યો. જમણે હાથે તેણે પ્રતાપને મજબુત પકડયો, અને ડાબે હાથે ઘોડાની લગામ પકડી, પછી ઘોડાને ગંગા નદીમાં ઉતાર્યો. ઘોડાઓ પાણીમાં તરી શકે છે, તે મુજબ તે ઘોડો પાણીમાં તરતો આગળ ચાલ્યો, અને તેની સાથે જસુભા પણ તરવા લાગ્યો. આગળ જતાં પાણી વધારે ઉંડું અને તાણવાળું જણાયું. વળી નબળાઇને લીધે પ્રતાપ ઘોડા પરથી વારેવારે લથડતો હતો, પણ બહાદુરીથી વફાદાર જસુભા ઘોડાને સાથે રાખી ગંગાનો પહોળો પટ પસાર કરી ગયો. કાંઠે પહોંચતાંજ ઘણા ખુશી થયા. પછી કયાંઇ પણ અટકવાને બદલે તેઓ સીધા જ રત્નગઢ તરફ ચાલ્યા. રાત્રિ હોવાથી

દરવાજા બંધ હતા, પણ પોતે તથા પ્રતાપ સહીસલામત પાછા આવવાની ખાત્રી કરી આપ્યાથી દરવાને દરવાજો તરત ખોલ્યો. મોટા જોખમમાંથી પોતાના બાલ મહારાજા સહીસલામત આવ્યાના ખબર જાણતાં જ રત્નગઢના મહાલય અને શહેરમાં આનંદ ફેલાઇ રહ્યો. બધા સરદારો અને મોટા નાગરિકો એકઠા થઈ ગયા. પહેલાં તો બધા ધારતા કે પ્રતાપ દિલ્હીમાં શિક્ષણ લે છે, પણ જે યાત્રાળુને શાહજાદાની ચાબુકની સજામાંથી પ્રતાપે બચાવ્યો હતો, તે ગઇ સાંજે જ શહેરમાં આવ્યો હતો અને ખબર આપ્યા હતા કે પ્રતાપને કેદી તરીકે જ ત્યાં રાખવામાં આવ્યા છે. આ વાત જાણી બધાં પોતાના બાલરાજાને માટે ચિંતાતુર બન્યાં હતાં. મહેલમાં પહોંચતાં જ વૃદ્ધ ઠકરાણીએ પ્રતાપને છાતી સાથે દાબીને આંસુઓથી નવરાવ્યો. પોતાનો પુત્ર જસુભા કે જેણે અતિ જોખમમાં બહાદુરીથી બાલરાજાની સંભાળ લીધી હતી, અને ચાલાકીથી અને મુશ્કેલીઓમાં પ્રતાપને સહીસલામત રત્નગઢ લાવ્યો હતો, તે તરફ જોઇ હર્ષનાં આંસુ લાવી તે એટલું જ બોલી કે “બેટા! તારા જેવા પુત્રની માતા થવાથી હું ભાગ્યશાળી છું.” આ ટુંકા વાક્યમાં પણ માતાનો અપૂર્વ સંતોષ જણાયાથી જસુભાને સઘળો બદલો મળી ગયો હોય એટલો સંતોષ થયો.

સવારે રાજ્ય મહેલની બારીમાંથી પ્રતાપે નીચે નજર કરી કે તુરત જ લોકો, કે જે પોતાના બાળરાજાનાં દર્શન માટે આતુરતાથી ઉભાં હતાં, તે પોકારી ઉઠયાં “રત્નગઢના બાળ મહારાજા ઘણું જીવો, પ્રતાપસિંહજીનું ઇશ્વર રક્ષણ કરો, જસુભા જેવા વફાદાર સરદારને ધન્ય છે.”

---

## (૯) શાહજાદાઓ બંધનમાં

એકાદ અઠવાડીયા પછી ખબર આવ્યા કે બાદશાહ જાતે લશ્કર લઇ રત્નગઢ પર આવે છે. રત્નગઢના સામંતોએ જોઇતી તૈયારી કરી લીધી હતી. બીજે જ દિવસે ખબર આવ્યા કે સીતાપુરનો રાઠોડ રાજા મોટા લશ્કર સહિત પ્રતાપની મદદે આવે છે. સાંજરે ફરી એક ઘોડેસ્વાર આવ્યો ને ખબર આવ્યા કે રત્નગઢની જે ટુકડી દુશ્મનની હીલચાલની તપાસ માટે ગુપ્ત રીતે ગઇ હતી, તેણે રામપુરના સુબા મહમદને મારી નાંખ્યો, અને જંગલમાં શિકાર કરતા બન્ને શાહજાદાને પકડયા છે, અને રત્નગઢ થોડા વખતમાં જ આવી પહોંચશે.

થોડીવારમાં કેદી શાહજાદા સાથે વિજયી ટુકડી આવી પહોંચતાં તેને હર્ષનાદથી વધાવી લેવામાં આવી. શાહજાદાઓને પ્રતાપ પાસે હોલમાં લાવવામાં આવ્યા. તે બન્ને શાહજાદા ખુણામાં ઉભા રહ્યા. પ્રતાપે કહ્યું જાફર! અહીં આવો! તમે મને નથી ઓળખતા ? હું તમારો મિત્ર પ્રતાપ!" શાહજાદો જાફર તરત પ્રતાપ પાસે દોડી ગયો, ને બોલ્યો "અરે પ્રતાપ! પ્રતાપ! તમે અમને મારી નાખશો નહિ. અમને દિલ્હી મોકલી આપો" મોટો શાહજાદો રહીમ જે પાસે જ ઉભો હતો, તે બોલ્યો "લુચ્ચા જાફર! તું એને મિત્ર કહે છે?" એમ કહેતાં જ રહીમે નાના ભાઇને પાટુ મારી. પ્રતાપ વચ્ચે પડયો ને બોલ્યો " શાહજાદા રહીમ! તમારે તેને ઇજા કરવી જોઇએ નહિ." "કુત્તા! તું કોણ મને કહેનાર!" એમ બોલતાં તોફાની રહીમ પ્રતાપ તરફ દોડયો, પણ પ્રતાપના રક્ષકોએ તેને પકડી લીધો ને ઓરડામાં પૂરી મૂકયો.

પ્રતાપ જાફર તરફ ફરીને બોલ્યો " અમે તમને બિલકુલ ઈજા કરીશું નહિ. તમને કોઇ હેરાન કરશે નહિ. રહીમને પણ સજા થશે નહિ. માત્ર ડાહ્યો થાય ત્યાં સુધી તેને પૂરી મૂકવામાં આવશે. જાફર ! તમને તો હું મારા મહેમાન–મિત્ર –ભાઈ માનું છું, માટે ડરશો નહિ."

પછી જાફરને જમાડયો, ને બીછાનામાં પોતાની પાસે સુવાડયો. થોડીવાર પછી જાફર ઉંઘી ગયો, પણ પ્રતાપને ઉંઘ આવી નહિ. તે એક અતિ ભલો, અને દયાળુ બાળક હતો. રહીમને પૂર્યો હતો, તેથી તે ઘણો દિલગીર હતો. તે ઉઠયો, અને શાહજાદા રહીમને જે ઓરડામાં પૂર્યો હતો, ત્યાં જઇ બોલ્યો "શાહજાદા રહીમ અહીં અંધારૂં છે, અને...." પણ તેને અધરવચ જ અટકાવી ગુસ્સાથી રહીમ ગાજી ઉઠયો "જતો રહે પાજી ! યાદ રાખ ! તને પકડીશું ત્યારે તારી આંખો જ કાઢી લઇશ." પ્રતાપને રીસ તો ચડી પણ શાંત થતાં બોલ્યો 'આવું બોલતાં તારે શરમાવું જોઈએ. રહીમ ! હું તો માત્ર તને બહાર કાઢવાની ઇચ્છાથી આવ્યો હતો ! ભલે તું અંદરનો અંદર પડયો રહે, જા." પ્રતાપ પાછો પોતાના શયનગૃહમાં આવ્યો. પોતે પણ શાહજાદા સામે ગુસ્સે થયો હતો, એ યાદ આવતાં તેને ઉંઘ આવી નહિ. ફરીથી તે રહીમની કોટડી પાસે ગયો ને બોલ્યો "શાહજાદા તમારા તરફ ગુસ્સે થવા માટે હું દિલગીર છું. બહાર આવો! આપણે મિત્ર બનવાની કોશિશ કરીએ." રહીમ અંધારાથી કંટાળ્યો હતો તેથી બોલ્યો "શું કહે છે ! પ્રતાપ !" પ્રતાપે કહ્યું "અહીં બહુ જ અંધારૂં છે. બહાર આવ મારા મિત્ર !"

અંધારાથી રહીમ બહાર આવ્યો એટલે પ્રતાપ તેને પોતાના ઓરડામાં લઈ ગયો. રહીમને ચુપ બેસી રહેલો જોઈને પ્રતાપે કહ્યું " શાહજાદા ! ચાલોને આપણે મિત્રો થઈએ ? " રહીમે કહ્યું "જ્યાં સુધી તારી સત્તામાં છું ત્યાં સુધી ભલે તેમ થાય. પણ પછી હું તારો મિત્ર નથી તે નથી જ." પ્રતાપ કહે "તે જોઇ લેવાશે." પછી તેને પણ પ્રતાપે પોતાના ઓરડામાં સુવાર્યો. જ્યાં સુધી શાહજાદાઓ રત્નગઢમાં રહ્યા ત્યાં સુધી હમેશાં પ્રતાપ તેની સાથે ઘણી માયાળુ રીતે વર્ત્યો. તે કહેતો કે "દિલ્હીમાં તેની સામે થવું તેમાં હરકત ન હતી, કારણકે ત્યાં તેનાં માબાપ હતાં. અહીં બિચારો એકલો છે માટે તેને નારાજ ન કરવો જોઇએ." કેવો ભલો અને માયાળુ પ્રતાપ ! રહીમે તેને તપાવેલા સોયા માર્યા હતા, ચાબુક માર્યા હતા એમ અનેક રીતે પજવ્યો હતો; છતાં તેના પંજામાં રહીમ આવ્યો ત્યારે તે સઘળું ક્ષમા કરી તેના તરફ માયાળુ-પણે વર્ત્યો. **કેવો ક્ષમાવાન બાળકુમાર.**

---

## (૧૦) બાળકુમારનું પરાક્રમ

અભયસિંહ, રણજીતસિંહ તથા પ્રતાપના બીજા મોટા સરદારો આજે સીતાપુરના રાઠોડ રાજાની છાવણીમાં કેટલીક મસલત કરવા ગયા હતા. રાઠોડ રાજા પ્રતાપની મદદે આવ્યો હતો, અને રત્નગઢ પાસે છાવણી નાખી હતી. આ મસલતમાં બાદશાહ સામે લડાઈ જારી રાખવી કે કેમ ? ખંડણી બાદ-શાહને ભરવી કે કેમ ? તથા કેદ પકડાયલા શાહજાદાઓને કેદ જ રાખવા કે પાછા સોંપવા ? વગેરે વાતો ચર્ચાવાની હતી. જ્યારે પ્રતાપને ખબર મળ્યા કે ઉપરનાં કારણસર

તેના સરદારો રાઠોડ રાજાની છાવણીમાં ગયા છે, ત્યારે તરત જ તે પોતે પણ છાવણીમાં જવા માટે નીકળ્યો. જંગલમાં થઈને તે છાવણી તરફ જતો હતો, ત્યારે વિકરાળ વરૂને એક ઝોળી મોંમાં લઇને નાસી જતાં તેણે જોયું. પ્રતાપની અજાયબી વચ્ચે તે ઝોળીમાંથી બચ્ચાંનો રડવાનો અવાજ આવ્યો. આથી પ્રતાપ ઘણી ઝડપથી દોડયો, અને તેનાપર ખંજરથી ઘા કર્યો. ઘા વાગતાં વરૂના મોંમાંથી ઝોળી જમીનપર પડી ગઇ, અને તેમાંથી એક રડતું બાળક નીચે પડયું. ઘાયેલ વરૂ ગુસ્સાથી તે બાળક તરફ કૂદ્યું, પણ તેના ઉઘાડેલા વિકરાળ મોંમાં પ્રતાપે ફરીથી ખંજર માર્યું. તેથી તે જીવપર આવેલા વરૂએ મોટી ગર્જના કરી પ્રતાપ ઉપર હુમલો કર્યો. ચાલાક પ્રતાપ ખસી ગયો, અને ત્રીજો ખંજરનો ઘા કર્યો. આ ઘાથી વરૂ મૃતવત્ થઇ નીચે પડયું. પ્રતાપે રડતા બાળકને હાથપર લીધું. હાથમાં લેતાં જણાયું, કે બાળકના જમણા ખભાપર વરૂના સેજ દાંતો બેઠેલા છે. અને તેમાંથી લોહી ટપકે છે. દરમિયાન એક ઘોડેસ્વાર આવી ચડયો, અને છલંગ મારી નીચે ઉતરી પ્રતાપના હાથમાંથી બાળક ઝુંટવી લીધું. પ્રતાપ ગુસ્સે થઇને બોલ્યો "સબુર! તમારાથી લુંટારાની માફક બાળક લઈ નહિ જવાય. એ બાળક તેનાં માબાપને સોંપવું જોઈએ. બળાત્કારથી તમે બચ્ચું લઇ જઇ શકો નહિ. હું તમારી સાથે લડવાને તૈયાર છું." એટલું બોલીને તરત જ બાળક પ્રતાપ પોતાનું ખંજર કે જે હજી વરૂના શરીરમાં ભોંકાયલું હતું, તે લેવાને પાછો ફર્યો; અને ખંજર કાઢી લઈ જાણે કોઈ મોટો યોધ્ધો લડાઈમાં ઉતર્યો હોય તેમ ખંજર હાથમાં પકડી, આવનાર ઘોડેસ્વાર સામે

રુઆબથી ઉભો રહ્યો. બાળક પ્રતાપની આવી વીરતા, હિમ્મત, મનહરં ચહેરો, અને મરણ પામેલા વરૂના શરીરમાં પ્રતાપનું જ ખંજર જોઇ, આવનાર સ્વારને અનુમાન કરતાં વાર લાગી નહિ, કે બાળકને બચાવનાર આ છોકરો જ છે. તે સ્વાર આથી ગુસ્સે થવાને બદલે બાળક સામે હસીને બોલ્યો "આ મારી પોતાની જ બાળકી છે. તેને લેવાનો શું મને હક્ક નથી?" પ્રતાપ કહે "જો તેમ હોય તો તમારી તરવાર પર હાથ રાખી ખરૂં જ બોલો, કે "બાળકી મારી પોતાનીજ છે." જો તેમજ હોય તો આ બાળકી તમને સોંપી દેવાને હું ઘણો જ ખુશી છું."

હજી તે વધારે બોલે છે તે પહેલાં તો પાંચ સાત માણસનું દોડતું ટોળું ત્યાં આવી પહોંચ્યું. આ સર્વ દેખાવથી –મૃતપામેલ વરૂ, સ્વાર, નાનું બાળક અને પ્રતાપને જોવાથી આશ્ચર્ય પામતાં ટોળામાંથી અભયસિંહ બહાર દોડી આવ્યો. તેણે પ્રતાપને હાથમાં તેડી લેતાં કહ્યું "અરે મારા અન્નદાતા! તમે અહીં કયાંથી? અને કુંવરીશ્રી સલામત છેને?" જે સ્વાર પહેલાં આવેલ હતો, અને બાળકીને તેડી લીધી હતી, તેને સંબોધીને અભયસિંહે પાછલું વાકય કહ્યું. પ્રતાપ પોતાના ઝુલફાવાળા વાળ કપાળપરથી ખેસવતાં બોલ્યો "જુઓ અભયસિંહજી! મને ખબર મળ્યા કે આપણા મિત્ર રાઠોડરાજા પાસે તમે કેટલીક મસલત કરવા માટે ગયા છો. મારા મનમાં થયું કે હું ત્યાં જાઉં અને બન્ને શાહજાદાને છોડાવવા માટે ભલામણ કરૂં. રસ્તે આવતાં આ બાળકને લઇને વરૂ નાસી જતું હતું. તેથી મેં વરૂને મારી નાખ્યું ને આ બાળકને છોડાવ્યું. કેવું મનોહર નાનું બાળક છે! હવે તે બાળક તેના પિતા પાસે છે, એટલે ચિંતા નથી. ચાલો આપણે રાઠોડરાજા પાસે

જઈએ, અને તેમણે મદદ કરવાની આપણા તરફ મમતા બતાવી છે, માટે તેઓ નારાજ ન થાય એવી રીતે શાહજાદાને તેના પિતા પાસે મોકલી આપવાની વિનંતી કરીએ." પહેલો આવનાર સ્વાર કે જે સીતાપુરનો રાઠોડરાજા પોતેજ હતો, તેણે પ્રેમથી પ્રતાપના માથાપર હાથ મૂક્યો ને બોલ્યો "અહો રત્નપુરના બાલ મહારાજા પ્રતાપ તમે પોતેજ! સીતાપુરના રાઠોડરાજાના એકના એક બાળકને બચાવીને તમે તેના પર મહાન આભાર કર્યો છે. તમારી ઇચ્છા મુજબ વર્તવું એ તેની ફરજ છે. પણ જસુભાની વાતચીત પરથી જણાય છે કે શાહજાદા રહીમે આપને ઘણી રીતે હેરાન કર્યા હતા. તો તેને શા માટે છોડવો?"

પ્રતાપે કહ્યું "તેણે મને હેરાન કર્યો તેથી શું આપણે ક્ષમા છોડી દેવી? ખરૂં પૂછો તો એટલા માટે રહીમને તેના પિતા પાસે પહેલો મોકલવાની હું આપને વિનતિ કરૂં છું કારણ કે 'જે આપણું ભલું કરે, એનું ભલું કરવું,' એ તો જાણે ઠીક; પણ આપણા તરફ ખરાબ રીતે વર્તે તેનું પણ ભલું કરવું, એનેજ હું તો ઉત્તમ માનું છું. હું આપને વિનતિ કરૂં છું કે બન્ને શાહજાદાઓને તેમના પિતા પાસે મોકલવા."

ક્ષણભર ચુપકી ફેલાઇ રહી. છેલ્લે સીતાપુરનો રાઠોડ રાજા પ્રતાપના ખભાપર હાથ મૂકી બોલ્યો "મારા બહાદુર રત્નગઢના બાળ મહારાજા તમને ધન્ય છે! તમારી ઉદાર દીલની રજપુત આર્યવીરને છાજતી માગણી નાકબુલ કરી શકું તેમ નથી." પછી પ્રતાપના કેટલાએક સરદારો જે ત્યાં એકઠા

થઇ ગયા હતા, તેને ઉદ્દેશીને રાઠોડ રાજાએ કહ્યું "રત્નગઢના બહાદુર અને વફાદાર સરદારો! શાહજાદાઓને કેદમાં જ રાખવાનો ઠરાવ આપણે સભામાં કર્યો હતો, છતાં આ બહાદુર અને **ક્ષમાવાન બાલ મહારાજાની** ઈચ્છાથી તે ઠરાવ હું બદલું છું, અને આશા રાખું છું, કે તેથી તમે પણ ખુશી જ થશો. આ બહાદુર બાળક આપણા રાજ્યનું એક રત્ન જ છે. તેનું વફાદારીથી રક્ષણ કરજો, અને આ બહાદુર પ્રતાપે મૃત્યુ-મુખમાંથી બચાવેલી આ રાજબાળાનાં સોળ વર્ષ પૂરાં થશે, ત્યારે રત્નગઢ અને સીતાપુર અતિ નિકટના સંબંધથી જોડાશે, અને હંમેશાં એક બીજાની મદદમાં ઉભાં રહેશે." ભવિષ્યમાં રાજકુમારીનાં લગ્ન પ્રતાપસિંહ સાથે કરવાનો રાઠોડ રાજાનો સંકલ્પ, સર્વ સરદારો સંપૂર્ણ સમજ્યા, અને હર્ષનાદ કર્યો.

---

## (૧૧) અપકારને બદલે ઉપકાર

પછી હર્ષભેર દોડતાં આવી પ્રતાપે બન્ને શાહજાદાઓને કહ્યું—"તમે તમારા પિતા પાસે દિલ્હી જાઓ તો કેવા ખુશી થઓ."

શાહજાદાઓ ખુશી થયા. ઘટતા માન અકરામથી શાહજાદાઓને દિલ્હી પહોંચાડવામાં આવ્યા. ત્યાર પછી દિલ્હીના બાદશાહે રત્નગઢને પજવ્યું નહિ. બાળક પ્રતાપની ક્ષમાથી તેના તરફ બાદશાહને અમુક પ્રકારનું માન ઉત્પન્ન થયું હતું. પ્રતાપ કેવો ભલો ને માયાળુ બાળક! જે રહીમે વારંવાર તેને પજવ્યો હતો, તે રહીમને પણ તેણે ક્ષમા આપી ને સુખી કર્યો! **"ક્ષમા વીર પુરૂષનું ભૂષણ છે"** એ પ્રતાપે સિદ્ધ કરી આપ્યું.

બાલસાહિત્ય પ્રકાશ મંદિર તરફથી

# પ્રકટ થએલાં પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | મહારાજા કનકકાન્ત (ત્રીજી આવૃત્તિ) | રૂ. | ૦–૧–૬ |
| ૨ | સત્યવચની વિકટર (બીજી આવૃત્તિ) | ,, | ૦–૧–૦ |
| ૩ | જાદુઈ દીવો ,, ,, | ,, | ૦–૧–૦ |
| ૪ | વેદીઆ ઢોર | ,, | ૦–૦–૬ |
| ૫ | પરધન મિટ્ટી સમાન (બીજી આવૃત્તિ) | ,, | ૦–૧–૬ |
| ૬ | રત્નગઢનો બાળકુમાર (ત્રીજી ,, ) | ,, | ૦–૧–૬ |
| ૭ | ડિકવિટિંગટન ને વિલિયમ ટેલ | ,, | ૦–૧–૦ |
| ૮ | રંકનો રાજા | ,, | ૦–૨–૬ |
| ૯ | મહાકવિ કાલીદાસનાં નીતિ વચનો | ,, | ૦–૩–૬ |
| ૧૦ | બાળઉખાણા | ,, | ૦–૩–૩ |

ઉપરનાં પુસ્તકો નીચેને સ્થળેથી મળશે:—

**દયાશંકર ભાઇશંકર શુકલ**

વ્યવસ્થાપક, બાલસાહિત્ય પ્રકાશક મંદિર,

બાલાજીરોડ—**સુરત.**

**કરસનદાસ નારણદાસ બુકસેલર**

નાણાવટ–**સુરત.**

# અમૃત વચનો

૧ જે દોલતને વળગે છે, તે સત્યને જાળવી શકતો નથી

૨ જેણે દાંત આપ્યા છે, તે ચવાણું આપશે.

૩ જે માણસ ઈશ્વર ઉપરજ બધું છોડે છે તેને જગતમાં કદિ હારવાનું રહેતુંજ નથી.

૪ જીભને બોલવામાં ને સ્વાદમાં જેણે જીતી છે તેણે ઘણું જીત્યું ગણાય.

૫ ભૂખને બધું ભાવે છે.

૬ ભલાની સાથે ભલાઇ વાપરવામાં વીરતા નથી; પરંતુ બુંડાની સાથે ભલાઈનો પ્રયોગ કરવામાં વીરતા રહેલી છે.

૭ નબળો પ્રેમ નથી બતાવી શકતોઃ પ્રેમ શૂરો જ બતાવી શકે.

૮ સત્તાના મદમાં માણસ પોતાની ભૂલ નથી જોઈ શકતો.